# એક પર બીજી

16५

લેખક

શ્રી. નટવરલાલ તળાજીઆ



૭૧

શ્રી સાહિત્ય મંદિર, સુરત.

આવૃત્તિ પહેલી
પ્રત ૧૦૦૦
સંવત ૧૯૯[illegible]



તમારી
સખીઓ
બહેનો
પુત્રીઓ
વહુઓ
સૌ કોઈને સ્ત્રી:શક્તિ
ગ્રંથમાળાનાં પુસ્તકોજ
ભેટ આપો.

ઇશ્વરલાલ વીમાવાળાનું
સ્ત્રી:શક્તિ કાર્યાલય
કેળાપીઠ, સુરત.



દેશબંધુ મુદ્રણાલય, કેળાપીઠ, સુરતમાં ઇશ્વરલાલ
એમ. વીમાવાળાએ છાપ્યું અને ત્યાંથીજ પ્રગટ કર્યું.

# બે બોલ

શ્રી. નટવરલાલ તલાજીયાની આ મૌલિક વાર્તા 'એક પર બીજી' ને સ્ત્રીશક્તિ ગ્રંથમાળાના મણકા તરીકે ગુંથી લેતાં આનંદ થાય છે. ઘણાં વર્ષોથી આપણા સમાજમાં એક પુરૂષને એકી વખતે એક જ પત્ની હોય—એ નજ હોવી જોઇએ, એવા પ્રકારની ભાવના જાગ્રત થતી આવી છે. છેલ્લાં બે વરસ થયાં જ્યારથી રાષ્ટ્રીય મહાસભાએ દેશનું રાજતંત્ર હાથમાં લીધું છે ત્યારથી તો એ વિશેની જોરશોર માંગણી ચોમેર થઇ રહી છે. મુંબાઇની ધારાસભામાં તો શ્રીમતી લીલાવતી મુનશીએ એક પુરૂષ એક હયાત પત્ની પર બીજી પત્ની કરીજ શકે નહિ એવી મતલબનું એક બીલ પણ રજૂ કર્યું છે અને તે બીલ પહેલા વાંચનમાંથી પસાર પણ થઈ ગયું છે.

એવા સંજોગો વચ્ચે આ વાર્તા પ્રગટ થાય છે એ ઘણુંજ અનુરૂપ છે. આ વાર્તા ધ્યેયલક્ષી છે. એક પર બીજી પત્ની કરનારને કોઇક અણધારી રીતે કેવું મોટું નુકસાન થઇ જાય છે તેનું દૃષ્ટાંત આમાં બહુ સચોટ રીતે રજૂ કરવામાં આવ્યું છે. વાર્તાનું વસ્તુ અને પાત્રાલેખન ઘણું જ સુંદર છે. સરયૂના પાત્રમાં એક ખરેખરી સ્વાર્પણનો ધર્મ સમજનારી અને એ ધર્મને જીવનમાં ઉતારનારી જાણે એક દેવીજ વ્યક્ત થાય છે. એના હૃદયની ઉદારતા અપાર છે. એની સહનશક્તિ અતાગ

છે. કોઈ સ્ત્રીથી ન બની શકે એવું કાર્ય એ કરી બતાવે છે અને પોતાની શોક્યને સગીબ્હેન જેવી ગણીને રાખે છે. છેવટે પણ જ્યારે મીલનો દસ્તાવેજ થેપડામાં લોપ થઈ જાય છે ત્યારે ય તે પોતાના પતિને કોઈ જાતનું મ્હેણું .મારતી નથી. પણ લેખક જણાવે છે કે સરયૂની જગાએ બીજી કોઇ સ્ત્રી હોત તો તે આમ કહેતે—

"પરણો ફરીથી"

એટલે આખી વાર્તાનું કળાવિધાન ઉચ્ચ પ્રકારનું છે એમાં કાંઇ સંદેહ નથી. આપણા સાહિત્યમાં આવી સફળ મૌલિક કૃતિઓ બહુ ઓછી છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

× × ×

આશા છે કે ગુજરાતની સાહિત્ય રસિક જનતા આ વાર્તા પુસ્તકને સહર્ષ વધાવી લેશે. ઈ. વી.

# એક પર બીજી

## ૧-સરયૂ

“જા, કહું છું....ચાલી જા !”

“ભલે.” કહી સરયૂ ચાલવા માંડી.

સૂર્યકાંતને આથી વધારે ગુસ્સો ચડયો. એક મિનિટ પહેલાં તેણે ધાર્યું હતું, કે સરયૂ કંઇક તકરાર કરશે, રાત્રિના સમયે શયનગૃહ છોડી બહાર ચાલ્યા જવાની ચોકખી ના પાડશે. પણ એવું કંઈ બન્યું નહિ.

તેથી એને નવાઈ લાગી. અને તેથી જ એનો ગુસ્સો પણ ખૂબ વધી ગયો. પોતે ઘડી પહેલાં શું કહ્યું હતું અને અત્યારે શું કહેતો હતો તેની એને પોતાને જ જાણે ખબર ન હતી. આવેશમાં ને આવેશમાં તે બોલી ઊઠયો—

"ક્યાં જાય છે?"

"કેમ, આપે હુકમ કર્યો કે ચાલી જા. એટલે આપના હુકમને માન આપી........"

"નથી જવું. અંદર આવ!"

"જેવી આજ્ઞા."

અંદર જઈ, સરયૂ એક ચટાઈ પર બેસી ગઈ. તે કંઇક બોલશે એમ ધારી સૂર્યકાંત રાહ જોઈ રહ્યો. પરંતુ તે કંઈજ બોલી નહિ.

"સરયૂ!"

"જી."

"મને આ વર્તણુંક પસંદ નથી..........."

"તો........આપ કહો તેમ કરૂં."

"હું તો કહું છું, કે એ પત્ર મને આપી દે. મારી રજા સિવાય તું તારા ભાઈ સાથે પત્રવ્યવહાર ચલાવે, એ મને બિલકુલ ઠીક લાગતું નથી........કદાચ તારે કંઈ પત્ર લખવો હોય, તો પ્રથમ મને જાહેર કરી પછીજ........"

"પણ હું કંઈ એવા ખાનગી પત્રો નથી લખતી, કે આપને તે જાણવાની જરૂર હોય."

"એટલેજ હું માનું છું કે એ પત્ર ખાનગી હોવો જોઈએ. નહિ તો તું આટલી જીદ શા માટે કરે?"

"આપ ગમે તેવી કલ્પના કરો...."

"એટલે શું તું એ પત્ર મને નહિજ આપે, કેમ?"

"મારી ઇચ્છા છે, કે એ પત્ર આપને ન આપું...."

"પણ મારે તે જોઇતો હોય તો !"

સરયૂ કંઇ બોલી નહિ.

"બોલ, જવાબ આપ........"

"તો........ચે નહિ !"

"તો........બસ. ચાલી જા ! મારે તારૂં કામ નથી."

"વારૂ."

તદ્દન શાંતિથી જવાબ આપી સરયૂ શયનગૃહની બહાર નીકળી. ગુલામોનાં હૃદય જેવા અંધકારને વીંધી એ આગળ ચાલી. આ વખતે તેને રોકી રાખવાની સૂર્યકાંતની ઇચ્છા ન હતી. સરયૂ ગઈ. અને તેની
૧                                                    ો અવાજ આવ્યો.

અન્યમનસ્ક સૂર્યકાંત પલંગમાં પડયો. ઉંઘવા માટે ખૂબ મહેનત કરી, પરંતુ બરાબર ઉંઘ આવી શકી નહિ. પોતાને આ શું થાય છે તે કાંઈ સમજાયું પણ નહિ.

અને એજ સ્થિતિમાં ઉગતા પ્રભાતના કુમળા તડકાએ એના ખંડમાં પ્રવેશ કર્યો.

જેમ તેમ કરી તે ઉઠયો. તબિયત આજે બરાબર લાગી નહિ. સ્હેજસ્હાજ માથું દુઃખતું હતું, શરીર ભારે–ભારે લાગતું હતું. પલંગમાંથી ઉભા થઈ મોં સાફ કર્યું, અને તુરતજ તે ચ્હા પીવાના ખંડ તરફ વળ્યો.

આ ખંડમાં તે હંમેશાં ચ્હા પીતો. તેની સાથે ચા પીવામાં તેનો નાનો ભાઈ ચંદ્રકાંત, સુશીલાકાકી,

સરયૂ અને કોઈ કોઈ વખત તેનો મિત્ર નવિન હાજરી આપતા.

"કાકી ! આજે સરયૂભાભી કેમ જણાતાં નથી ?" ચંદ્રકાંતે સુશીલાકાકી સામે જોઈ પૂછ્યું.

તેને જવાબ આપવાને બદલે સુશીલાએ સૂર્યકાંત સામે જોયું.

બે હાથે માથું દબાવી સૂર્યકાંત ધીમેથી બોલ્યો, "મને ખબર નથી."

"કેમ ભાઈ ! આપને ખબર નથી, તો પછી...."

"કાકી ! મને નકામી તકલીફ ન આપો. આવશે જ્યાં હશે ત્યાંથી !"

"ના 'ભાઇસાહેબ' એવું........"

"તો જાઓ, શોધી લાવો. હું ક્યાં ના કહું છું ? બાકી, એ ક્યાં છે તેની મને કશી ખબર નથી."

"કંઈ તકરાર થઈ છે ?" સ્હેજ હસી સુશીલાકાકીએ પૂછ્યું.

"એ, એનેજ પૂછજો."

"તમે તો નહિ કહો ત્યારે, કેમ ?"

વાત આટલેથી જ અટકી. ગુપચુપ સૌએ ચ્હા પીવાનું પતાવ્યું.

ચ્હા પાછળ હંમેશાં કલાક–સવા કલાક થતો; તેને બદલે આજે દશેક મિનિટમાં જ સૌ ઉભાં થઈ ગયાં.

ચ્હાના ખંડમાંથી બહાર નીકળતાં જ ચંદ્રકાંતે સરયૂની તપાસ કરી. દરેક ઓરડા ફરી વળ્યો, રસોડું

જોયું. દિવાનખાનામાં તપાસ કરી, શયનખંડમાં પણ ડોકિયું કર્યું. આખરે જ્યારે તે અગાશીમાં ગયો, ત્યારે ત્યાં સરયૂ એક ખૂણામાં બેઠેલી અને ઉંડા વિચારમાં નિમગ્ન બની ગયેલી દેખાઇ.

"ભાભી !"

આ અચાનક અવાજે સરયૂ ચમકી. પણ ચંદ્રકાંતને જોતાં, તેનો ગભરાટ ઓસરી ગયો.

"ચંદુભાઈ ! કેમ ?"

"અહિં શું કરો છો ?"

"કંઈ નહિ. સ્હેજ બેઠી છું...."

"ચ્હા પીવાનું પણ ભૂલી ગયાં, ભાભી !"

"ના ભાઈ....પણ...."

"બનાવટ ન કરશો, ભાભી ! ચાલો. હવે ક્યાં સુધી અહિં બેસવું છે ?"

"નીચે મારૂં કંઈ કામ છે ?"

"અહિંયાં તમારે કંઈ કામ છે !" ચંદ્રકાંતે સામું પૂછ્યું.

"જબરા ! ભાઈ, તમને નહિ પહોંચાય. ચાલો."

સરયૂ નીચે આવી. સામેથી જ સુશીલાકાકી આવતાં હતાં.

"કેમ સરયૂ ! ક્યાં હતી અત્યાર સુધી ?"

"અગાશીમાં." સરયૂએ ટુંકો જવાબ આપ્યો.

"કાં ?"

"સ્હેજ માથું દુઃખતું હતું...."

"તે અગાશીમાં ગયે માથું ઉતરી ગયું ?"

"માફ કરો. હવે આપની રજા સિવાય ક્યાંય નહિ જઉં."

"બોલતાં જ આવડયું છે...."

છણકો કરી, કાકી ચાલ્યાં ગયાં.

"ભાભી ! શો વિચાર કરો છો ?"

"કંઈ નહિ...."

"તો ચાલો મારી સાથે. આપણે વાતો કરીયે."

"ના. ના ! ભાઈ તમે વાંચવા બેસો. કાકી જોશે તો નકામા ગુસ્સે થશે."

"ભલે ગુસ્સે થાય. ચાલો, મારે એટલું જ જાણવું છે, કે આટલા વહેલા તમે અગાશીમાં શા માટે ચાલ્યાં ગયાં હતાં. ન્હાના ટેબલ પર મોટાભાઇ–કેટલા બધા ગુસ્સે થયા હતા...."

"તમારા ભાઈ ગુસ્સે થયા હતા ? આશ્ચર્ય. મેં તો એમને કંઈએ કહ્યું નથી. શું કહેતા હતા એ ?"

"અંદર ચાલો. પછી આપણે વાતો કરીયે. ભાઈસાહેબ ફરવા માટે ચાલ્યા ગયા છે એટલે કંઈ ચિંતા નથી."

ઈચ્છા ન હતી છતાં સરયૂ તેની પાછળ પાછળ ખેંચાઈ.

"કહો ભાભી ! શું બન્યું છે આજે ?"

"કંઈ નથી બન્યું. શું કહું ?"

"મારા સમ ?"

"એવું ન બોલો ચંદુભાઈ!"

"તો કહો. નહિ તો આજથી હું તમારી સાથે બોલીશ જ નહિ."

"ચંદુભાઇ...."

ઘૂંટાતા અવાજે સરયૂએ બોલવાનો પ્રયાસ કર્યો. પરંતુ તે બોલી શકી નહિ.

"ભાભી! આમ શું કરો છો? કહોને."

"ચંદુભાઈ! શું કહું?.......સુશીલાકાકી એમને ફરીથી લગ્ન કરવાનું કહેતા હોય, તો હું કયાં ના કહું છું?"

"શું! એમ વાત છે? વારૂ. કહો તો ખરાં, કાકીને એમ કહેવાનું શું કારણ? તમારી કલ્પનામાં ઉતરે છે?"

"કારણ તો બીજું શું હોય? આમાં કંઈ તમારા ભાઈનો કે કાકીનો જરા પણ દોષ નથી. એમની જ-ગ્યાએ બીજું કોઇ હોય, તો તે પણ ફરીથી લગ્ન ક-રવાના વિચારો કરેજ. મારા પોતાના ભાગ્યમાં સંતાન સુખ નથી, તેથી એવું કંઈ ઓછુંજ છે કે એમના ભાગ્યમાં પણ સંતાનસુખ નહિજ હોય?"

"પણ એ તો કાકી કહે છેને? મોટા ભાઈએ કંઈ કહ્યું?"

"એજ અડચણ છેને! એ તો એવી વાત પણ મારી પાસે કરી શકતા નથી. એટલે એ ગુસ્સો બીજો ગુન્હો શોધે છે. ચંદુભાઈ! તમેજ કહો. મારા ભાઈનો

કંઇ પત્ર આવે, તો મારે તેમને વંચાવવો જ જોઇએ ?"

"ના ના........એ તો તમારી ઇચ્છાની વાત છે. વંચાવવો હોય તો વંચાવો. ન વંચાવો, તો એ માટે કંઈ જબરજસ્તી ન થાય."

"બરાબર કહ્યું તમે." સરયૂ બોલી. અને પળવાર મૂંગી રહી.

"ભાભી ! આજે તો એમ થાય છે, કે ભાઇસાહેબને ચોકખું સંભળાવી દઉં, કે કાકીને આવી ખટપટ કરતાં તમે અટકાવો. નહિ તો........"

"ના. ના. ના. જો જો એમ કરતા ! એ તો હું પોતેજ એમને કહેવાની છું........"

"શું ?"

"કે આપને ફરીથી લગ્ન કરવું હશે તો હું વચ્ચે નહિ આવું."

"બિલકુલ નહિ. એમ બનેજ કેમ ?"

"બનવાનું છે એ તો બનશે જ. ચંદુભાઇ ! તમે હવે વાંચવા બેસી જાઓ. હમણાં એ આવી પહોંચશે, તો નકામી......."

"ચંદ્રકાંત !"

સરયૂ પૂરું બોલી રહે તે પહેલાં સામેના દીવાનખાનામાંથી સૂર્યકાંતનો અવાજ આવ્યો.

"જી" કહી ચંદ્રકાંત ઉભો થઈ ત્યાં ગયો.

"અહિં આવ તો....કેમ, આજે સ્કુલ નથી ?"

"રજા છે."

"તો પછી વાંચવા...."

"આજે તો એમ થાય છે, કે વાંચવું યે નથી."

"કેમ ?"

"તબિયત ઠીક નથી."

"ત્યારે ત્યાં શું કરતો હતો ? સરયૂ અંદર હતી ને ?"

"હા જી."

"જો, આજથી એક વાત તને કહી દઉં છું.... હવે પછી કોઈ દિવસ એની સાથે કંઇ ખાનગી વાતો કરી છે, તો તારી વાત...."

"ખાનગી વાતો આપ કોને કહો છો ?"

"દાખલા તરીકે અત્યારે તું અને સરયૂ જે વાતો કરતા હતા તેને. બોલ. એ ખાનગી જ હતીને ?"

"આપ એ વાત ખાનગી હતી કહો છો—માનો છો. પછી મને શા માટે પૂછો છો....?"

"ચંદ્રકાંત ! હું તારી સાથે દલીલો કરવા નથી માંગતો. મેં કહ્યું એ હવે ધ્યાનમાં રાખી લેજે."

"એ તો મારાથી નહિ બને, ભાઈ ! સરયૂભાભી પર આપ વૃથા ગુસ્સો કરો છો. કાકી આપને ફરી લગ્ન કરવા વિનવે છે, આપ ફરીથી લગ્ન કરવા ઉત્સુક ને ઉતાવળા થઈ રહ્યા છો. સરયૂભાભીનો કશો જ વાંક–ગુન્હો નથી, છતાં તેને ધમકાવી રહ્યા છો. માફ કરજો ભાઇ; કદિ પણ હું આપની સામે આ-ટલું બોલ્યો નથી. આજે જ જરૂર પડી છે. જો હું પણ સરયૂભાભી સામે ન જોઉં, તો તેમની શી સ્થિતિ

થાય ?"

વાત સાંભળી સૂર્યકાંત અવાક થઇ ગયો. બોલવાની જાણે કે કિંમત આપવી પડતી હોય, તેમ ચંદ્રકાંત હંમેશાં જરૂર પૂરતું જ બોલતો. અને બોલતો તે પણ એટલું શાંત રીતે બોલતો, કે સાંભળનારને તે ખૂબ મીઠું લાગતું. એજ ચંદ્રકાંત અત્યારે આટલા શબ્દો– કંઈક ગુસ્સે થઈ– કેવી રીતે બોલી શકયો, એજ સૂર્યકાંતને સમજાયું નહિ.

"ઠીક. જા, હું વિચાર કરીશ." થોડી વાર રહી તેણે કહ્યું.

"વિચાર બીજો શો કરવાનો હતો, ભાઈ! આપની ઇચ્છા ફરીથી લગ્ન કરવાની હોય, તો સરયૂભાભીને તેમાં કશો વાંધો નથી. પરંતુ કાકીનું કહેલું કરતાં પહેલાં ખૂબ વિચાર કરો તો ઠીક."

"હું ફરીથી લગ્ન કરૂં, તેમાં સરયૂ ખૂશી છે ? એમ !"

" ચોક્કસ."

"હું તો નથી માનતો. પછી તો તું કહે તે ખરૂં."

"ચંદુભાઇ નથી કહેતા. હું કહું છું આપને, કે આપ ખૂશીથી ફરી લગ્ન કરો. મને તેમાં........"

"સરયૂ! તું કેમ આવી ?"

"ચંદુભાઇને વિનવવા, કે આ વાત આટલેથી જ અટકાવો."

"એ વિનવણી તું ગમે ત્યારે કરી શકતી હતી. અમારા બે વચ્ચેની ખાનગી વાતોમાં આ પ્રમાણે એકાએક........"

"માફ કરો. મારી ભૂલ થઈ. આપની ખાનગી વાતો જાણવાની, મને કંઈ આપના જેટલી ઈચ્છા થતી નથી."

"ઠીક, ઠીક. જા હવે. બોલતાંજ શીખી છે........"

"ભલે. આપને મારૂં મોં જોવું નથી ગમતું, તો હું ચાલી જઈશ. કદિ પણ આપને......."

"પણ તો પછી ઉભી છે શા માટે? ચાલી જા. મારે તારૂં કંઇજ કામ નથી."

"આ આપની તિજોરીની ચાવી. એ રાખીને હવે તો મારે મુશ્કેલી જ વધારવી રહીને? લો, આપની પાસે જ રાખો."

"હા, હા. લાવ, એ તો મને યાદ જ ન હતું."

"એવી અગત્યની બાબત ભૂલી જવી, એ આપને પોસાય. હું એ કેમ ભૂલી શકું?"

"વારૂ. હવે એટલું કહીશ, કે તું કયાં જ-વાની છે?"

"ભાઈ....!" ચંદ્રકાંત બોલી ઉઠયો.

"તું વચ્ચે ન બોલ, ચંદ્રકાંત! એ પોતે જ ચાલી જવા તૈયાર થઈ છે, તો હું એને રોકી રાખવા ઇચ્છતો નથી."

"મેં કયારે કહ્યું, કે હું ચાલી જવાની છું?"

"ભાભી! તમે ન બોલો. ચાલો; લઇ લો એ ચાવી."

"ભલે." કહી સરયૂ ઉભી થઈ.

"આ ચાવી લેતી જા."

"આપની પાસે જ રાખો. મારે શું કરવી છે?"

"ઠીક; જા."

સરયૂ ગઈ. અને તુરત જ સૂર્યકાંત બોલ્યો, "કહે ચંદુ, હવે તારે શું કહેવું છે?"

"મારી તો આપને એટલી જ પ્રાર્થના છે કે કાકી આપને ગમે તેમ સમજાવે; પણ આપ પૂરેપૂરો વિચાર કરીને જ આગળ પગલું ભરજો."

"ભલે, હું વિચાર કરીશ. થયું?"

ચંદ્રકાંતને હવે કંઈ કહેવા જેવું લાગ્યું નહિ. મોટાભાઈને જરાક નમી, તે બહાર નીકળી ગયો.

સામેથીજ સુશીલાકાકી ચાલ્યાં આવતાં હતાં. એણે ધ્યાનપૂર્વક જોયું. ભાઈસાહેબ બેઠા હતા, એજ ખંડમાં કાકીએ પ્રવેશ કર્યો.

## ૨—સુશીલાકાકી

સૂર્યકાંતના નાનકડા કુટુંબમાં સુશીલાકાકીનું સ્થાન વડીલ તરીકેનું હતું. સૌને ડરાવતો સૂર્યકાંત સુશીલાકાકીથી કંઇક ડરતો. આ બંગલામાં પ્રવેશ કર્યે સુશીલાકાકીને આજે પંદર વર્ષ થયાં હતાં. પરંતુ એટલા સમયમાં કદિ પણ એવું નહોતું બન્યું, કે સૂર્યકાંતે

તેની આજ્ઞા ન માની હોય. સુશીલાકાકીના સળગી ગયેલા સંસારમાં સૂર્યકાંતજ એકમાત્ર આશાનું કિરણ હતો. જો એ એમની આજ્ઞા ન માને, તો તો પછી એમને જીવવુંજ અકારૂં થઈ પડે. કેમકે તેમની વીશ વર્ષની ઉંમરમાંજ તેમના પતિ સ્વર્ગે સંચર્યા હતા. તેમની મીઠી યાદ તાજી રાખવા ખાતરજ સુશીલાકાકી જીવન ટકાવી રહ્યાં હતાં. કારણ કે એ જીવન ઓશિયાળું ન હતું. તે પોતેજ માનતાં નહોતાં. અથવા સૂર્યકાંત તેમને ઓશિયાળા રહેવા દે તેમ ન હતો.

આથી સુશીલાકાકીને પોતાનું દુઃખ સાંભરતુંજ નહિ. સંભારવાની ઈચ્છાયે નહોતી થતી. એમના પોતાના કહી શકાય તે જેઠના, દિયરના કે નણંદના છોકરાઓને સૂર્યકાંતના પૈસાથી સારી પદવીપર ચડાવ્યાનું માન, સુશીલાકાકીના એકલાનાજ ભાગ્યમાં લખાયું હતું. એમના એક જેઠને દીકરો મુંબઈમાં વકીલાત કરતો હતો, બીજો કોઇક દેશી રજવાડામાં ન્યાયાસન શોભાવતો હતો. આમ સુશીલાકાકીના તાપે સૌ સુખી હતાં.

પણ સુશીલાકાકીને સુખ ન હતું. જેઠના દીકરાઓને આવી પદવી પર ચડાવ્યા, તો પછી જેઠની દીકરીયે શો ગુન્હો કર્યો કે એને કંઈ નહિ ? સુશીલાકાકી હંમેશાં આ વિચારતાં અને એ વિચાર આવતાં તેમને લાગતું કે જ્યાં સુધી હું મારા જેઠની દીકરીને ઠેકાણે પાડીશ નહિ, ત્યાં સુધી મને શાંતિ થવાની નથી.

આ માટે તેમની તજવીજ તો ક્યારનીયે ચાલૂ હતી. માત્ર થોડો સમય લાગે તેમ હતું. પણ હવે તો એ સમય પણ છેક નજીક આવી ગયો હોય, તેમ એમને લાગવા માંડયું. અને એવું લાગતાં જ તે સૂર્ય-કાંત પાસે આવી પહોંચ્યાં.

ચંદ્રકાંત અને સરયૂના ગયા પછી, સૂર્યકાંત એક નિશ્વાસ નાંખી, આરામખુરશીમાં પડયો. હવે શું કરવું તેનો ખૂબ–ખૂબ વિચાર કર્યો. પરંતુ કંઈ ચોક્કસ નિર્ણય થયો નહિ. એટલામાં તેના કાન પર સુશીલાકાકીનો અવાજ આવ્યો.

"ભાઈસાહેબ !" સુશીલાકાકી હંમેશાં એને 'ભાઈ-સાહેબ' કહેતાં.

"કોણ, કાકી ! આવો. કેમ, શું છે ?"

"પછી તમે શો વિચાર કર્યો ?" તુરત જ કા-કીએ પૂછ્યું.

"કાકી ! હજી સુધી મેં કંઈ ચોક્કસ વિચાર કર્યો નથી."

"કેમ, ઈચ્છા નથી કે ?"

"ઇચ્છા નથી........અને........છે........"

"એ કંઈ જવાબ ન કહેવાય." બોલતાં બોલતાં કાકી હસી પડયાં.

"હું તો માનું છું, કાકી, કે સંતાન માટે ફરી લગ્ન કરવાં એ ઈચ્છવા જેવું નથી."

"તો એ માટે મારો કંઈ આગ્રહ નથી. બાકી

મારા માનવા પ્રમાણે તો હવે વધારે વખત રાહ જોઈ બેસી રહેવું, એ ઠીક નથી. પાણી વલોવી માખણ કાઢ્યે શું વળે ?"

"પણ એ કોને ખબર, કે ફરી લગ્ન કરીશ તો સંતાન...."

"એ વાત તો જવા જ દો, ભાઈસાહેબ ! હું ખાત્રીપૂર્વક કહું છું, કે તમારા ભાગ્યમાં સંતાન-સુખ છે જ."

"તો પછી ફરી લગ્ન શા માટે કરવાં ?"

"કેમ, સંતાન માટે........"

"પણ તમે તો હમણાં જ કહ્યું, કે મારા ભાગ્યમાં સંતાનસુખ છે જ; અને........"

"હા. હું તો હજુ પણ કહું છું........પણ એ સંતાનસુખ તમારા ભાગ્યમાં છે. સરયૂના ભાગ્યમાં નહિ !"

"એ કેમ બને ?"

"તો ભલે. મારી સમજણ મારી પાસે. ભાઈ-સાહેબ ! જરા વિચાર કરો. પછી કન્યા મળવી મુશ્કેલ છે. એ તો વળી મારા મનમાં હતું જ, કે તમને ફ-રીથી પરણાવવા જ પડશે........અને તેથી તો મેં મારા એક જેઠની દીકરીને હજુ કોઈ સ્થળે........"

"તમારા જેઠની દીકરી !'

"હા. પંદર–સોળ વર્ષ પહેલાં તમે જ્યારે મારે ગામ કલ્યાણી આવ્યા હતા–ઉનાળાની રજામાં–અને

ત્યાં પેલી જે છોકરી હતી ને? તે."

"પણ એ તો ગામડાની........

"તે, એમાં શું? શહેરમાં આવશે ત્યારે કંઈ ગામડીયણ નથી રહેવાની."

"ઠીક. જોઈશ."

"એમ નહિ ચાલે. ચોકખો જવાબ આપો. જુઓ, મેં એ લોકોને વચન આપી દીધું છે. તમે 'હા' કહો એટલે કાગળ લખી નાંખું. મને તો ખાત્રી જ છે, કે તમે ના નહિ કહો."

"છતાં પણ કાકી, વિચાર તો કરવો જોઈએ."

"ભાઈસાહેબ! તમે જાણો છો, વચન આપતા પહેલાં મેં કંઇ જ વિચાર નહોતો કર્યો. એ શાથી? યાદ છે પંદર વર્ષ પહેલાંની એક સાંજ?"

સૂર્યકાંત કંઈ બોલી શકયો નહિ. પરંતુ તે તરફ ધ્યાન ન આપતાં કાકી આગળ બોલ્યાં, "તે દિવસે તમારી આબરૂ મેં બચાવી હતી, જાણો છો ને?"

"એટલા માટે તો મેં તમને ઓશિયાળું જીવન જીવવા જ નથી દીધાં. કાકી, બચપણમાં થઇ ગયેલી કોઈ ગંભીર ભૂલનું પરિણામ........"

"ના–ના–ના ભાઈસાહેબ, એમાં તમારો વાંક ન હતો. હું જ મુઈ એવી કે........પણ જવા દો એ વાત. એના પર તો આજે પંદર પંદર વર્ષના પડદા પડી ચૂક્યા. હું કંઈ એ પડદા ઉથલાવવા નથી માંગતી; પણ એટલી આશા તો જરૂર રાખું, કે તમારા થકી જો

બીજાને સુખી કરવાનું ભાગ્ય પ્રાપ્ત થતું હોય તો....”

“ઠીક. હું તમને કાલે જવાબ આપીશ....પણ સરયૂનો કંઈ વિચાર કર્યો ?”

“સરયૂનો શો વિચાર કરવાનો હતો વળી ? એ વખત ખાશે, પીશે ને પડી રહેશે. આપણે કયાં એને કાઢી મૂકવી છે ?”

“એ સર્વ ખરૂં. પણ એને પૂછવું તો જોઈએ ને ?”

“ કેવા ભોળા છો ! ” સુશીલાકાકી ખડખડાટ હસી પડયાં. અને હાસ્યવેગ નરમ પડતાં બોલ્યાં, “ એને પૂછો, અને એ હા કહે એમ તે કંઈ બને ખરૂં ? ભોળા રે ભોળા ! એટલું પણ સમજતા નથી ? ‘શોકય’નું સાલ તે કોને ગમે ? ”

“ છતાંયે મને પૂછયું હોત, તો તમારી એ માન્યતા ખોટી પડત. ”

બોલતાં બોલતાં સરયૂએ અંદર પ્રવેશ કર્યો. તેની પાછળ ચંદ્રકાંત હતો.

“ સરયૂ ! તું તો મારાં છિદ્ર શોધતી લાગે છે. કેમ ? ”

“ આપનાં ? જેમ માનો તેમ. બાકી....પૂછી જુઓ ચંદુભાઇને....”

“ ભાઇસાહેબ ! તમે ભાભીને અન્યાય કરો છો. કહેવું હોય, તે મને કહો. કેમકે હુંજ તેમને અહિં ખેંચી લાવ્યો છું. ”

ચંદ્રકાંતનો આ ખુલ્લો એકરાર સાંભળી, સૂર્ય-

કાંતનું ઉત્તપ્ત હૃદય ધણધણી ઉઠયું. સરયૂ ઉપર તો ગુસ્સો હતોજ. આજે એ ક્રોધ ચંદ્રકાંત ઉપર ઉતર્યો. સરયૂને એજ તોફાની બનાવે છે એવું ચોક્કસ થયું. અને તેમ થતાં, તે પોતાના મન પરનો કાબુ ગુમાવી બેઠો.

" ચંદ્રકાંત ! "

" જી "

" જો હવે પછી સરયૂ સાથે વાતચીત કરી છે, તો યાદ રાખજે....આ ઘરમાં તારૂં સ્થાન નહિ રહે. પૂછી જો એને; પતિપરાયણ સ્ત્રી તરીકે જીવતાં તો નથી શીખી, પણ 'દાસી' તરીકે..."

" આપની પાસે હું એજ માંગવા આવી હતી, કે સુશીલાકાકીના જેઠની દીકરી સાથે આપનાં લગ્ન થાય તો પણ ' દાસી ' તરીકે જીવવાનો થોડોક અધિકાર...."

" દાસી તરીકે જીવતાં આવડે છે ? " કઠોર અવાજે સૂર્યકાંતે પૂછયું.

"સ્ત્રીઓ જેની દાસી છે, એ કઇ જાતના માણસો હશે ?" ચંદ્રકાંત ધીમેથી બોલ્યો. બોલ્યો નહિ પણ બબડયો.

"ચુપ રહે ચંદ્રકાંત ! તારૂં ડહાપણ મારે નથી જોઈતું."

"કદાચ એ આપનું ગાંડપણ હોય........"

"બસ, એક શબ્દ પણ વધારે બોલીશ, તો પરિ-

ણામ સારૂં નથી. મહેરબાની કરી, તમે બન્ને અહિંથી ચાલ્યાં જાઓ."

"જેવી આજ્ઞા." કહી સરયૂ બહાર નીકળી ગઇ.

"જા....તું કેમ ઉભો છે ?"

સુશીલાકાકી તરફ એક તીવ્ર દૃષ્ટિપાત કરી ચંદ્રકાંત પણ ચાલ્યો ગયો.

"ભાઇસાહેબ ! આ તો ખોટું થાય છે."

"ભલે ગમે તે થાય. ફરી લગ્ન કર્યા સિવાય હવે છૂટકો નથી."

"એ તો હું ઘણા સમયથી કહેતી આવી છું. પરંતુ અત્યારે તો આપણે માત્ર એક જ વિચાર કરવાનો છે. આપણું લગ્નનું કામ સાંગોપાંગ પાર ઉતરે ત્યાં સુધી આપે સરયૂને ખુશ રાખવી...."

"એ મારાથી નહિ બને !"

"સાંભળશો જરા ?" સ્હેજ હસી, કાકીએ સૂર્યકાંતને વાંસે હાથ ફેરવતાં કહ્યું–"જો તેમ કરવામાં નહિ આવે તો આ બન્ને મળી કંઈક અડચણ ઉભી કરશે. એટલે અત્યારે તો સાપ મરે અને લાકડી ભાંગે નહિ એવો માર્ગ લ્યો. એક કાંકરે બે પક્ષી પાડવાનાં છે."

"હું સમજ્યો નહિ."

"એટલે કે, સરયૂને એવી રીતે રાખો કે તે પોતાનું સર્વ દુઃખ વિસરી જાય. અને પછી આપણે ગુપચુપ અચાનક જઈને લગ્નનું કામ આટોપી લઇશું...."

"ગુપચુપ !"

"હાસ્તો. એમાં જ સલામતી છે."

"ઠી....ક."

ખૂબ પ્રયત્ન કર્યો છતાં સૂર્યકાંત વધારે વિચાર કરી શકયો નહિ. અને સુશીલાકાકીની અપૂર્વ શક્તિએ કલ્યાણી ગામમાં સાકર વહેંચાવી દીધી. બળદનાં પૂછડાં આમળતો કંકુનો બાપ–સુશીલાકાકીનો જેઠ, હરખઘેલો થઈ ગયો.

પરંતુ એ વખતે ખરી અજાયબી તો સરયૂને થઈ. જેણે દશ વર્ષમાં સ્નેહનો ઉપસાગર ઉમટયો હોય, તો આજે....પણ તેનું કારણ શું ? સરયૂ એ સમજી શકી નહિ. કદાચ ચંદુભાઈના સખત શબ્દોએ એમની સાન ઠેકાણે આણી હોય ! સરયૂની એ માન્યતા હતી.

એવીજ અજાયબી ચંદ્રકાંતને થઈ. એક દિવસ તેણે સરયૂને પૂછયું પણ ખરૂં, "ભાઇસાહેબ આમ એકાએક શાથી ઠેકાણે આવી ગયા, ભાભી !"

"હું પણ એજ વિચાર કરૂં છું....તમે શું માનો છો ?"

"કદાચ એમને પસ્તાવો થયો હોય...."

"પણ એવું તો કંઇ બન્યું નથી."

આ અજાયબીભર્યા પરિવર્તનનો પાર પામવા એ દિયર–ભોજાઇએ ઘણી મહેનત કરી. પરંતુ સુશીલાકાકીની રચેલી બાજી એટલી તો ગુપ્ત હતી, કે એમાંથી કોઈ સાચી વસ્તુ સમજી શકયાં નહિ. બે દિવસ પછી અચા-

નક સૂર્યકાંતે તેને કહ્યું, "સરયૂ! હું અને કાકી આવતી કાલે કલ્યાણી જવાનાં છીએ."

"કેમ ?"

"કાકીના જેઠની દીકરી ખૂબ બીમાર છે....એટલે ગયા સિવાય ચાલે તેમ નથી."

"ભલે." પ્રશાંત અવાજે સરયૂ બોલી.

અને બીજે દિવસે એ બન્ને જણાં કલ્યાણી તરફ ઉપડી ગયાં. બિચારી સરયૂ એ દિવસે મન મૂકીને રડી. કેમકે એને કંઈક સમજાયું હતું........એ કંઈક સમજી શકી હતી.

"ભાભી ! રડો છો કેમ ?"

"ચંદુભાઈ........" સરયૂએ ગળગળા અવાજે બોલવાની મહેનત કરી.

"ભાભી ! શું છે ? રડો છો કેમ ?"

"જીવનની એ અનેરી આશા ગઈ........" ડુસકાં ખાતા અવાજે સરયૂ બોલી: "સુખ ગયું. સંપત્તિ ગઈ. સાહ્યબી, જીગરનો આરામ, જિંદગીમાંનો હર્ષ સહુ ગયાં. ચંદુભાઈ! રડું નહિ તો શું કરૂં ?"

ચંદ્રકાંત માત્ર સાંભળી રહ્યો.

## ૩ કંકુ

કલ્યાણી ગામનાં સાડાચાર સો ઘરમાંથી એકજ જાતનો અવાજ સંભળાતો, "કંકુ રૂપાળી છે." વાત પણ સાચી હતી. કંકુ માત્ર રૂપાળી જ નહિ, પણ સર્વ કામમાં પાવરધી યે હતી. દરેક જાતના ગ્રામ ઉદ્યોગ કંકુએ હાથ કર્યા હતા. કોસ હાંકવો, ગોફણ પર પત્થર મૂકી, નિશાન લઈ પક્ષિઓ નસાડવાં, ગાય-ભેંસ દોહવી, પાણી વાળવું, કપાસ વીણવો–એવાં એવાં અનેક કાર્યોમાં કંકુની તોલે કોઈ આવી શકતું નહિ. તેમાંયે નકામા કાગળોને પાણીમાં પલાળી, ખાંડીને કુચો કરી જ્યારે તે "થેપડા" બનાવી એના પર જુદા જુદા રંગ પૂરતી, ત્યારે તો લોકો જોવા મળતા. ખાંડેલા કાગળોના તૈયાર કરેલા 'પીંડા'માંથી ઘણી વખત તે તપેલા જેવો કે બીજો ઘાટ બનાવતી. એવો ઘાટ, સૌ કહેતા કે, કોઈથી ન બની શકે. ત્યારે કંકુ ખૂબ ખૂશ થઇ જતી.

એને ત્યાં કોઈ પણ નવું માણસ મહેમાનદાખલ કે બીજા કામસર આવે, ત્યારે કંકુ સૌથી પહેલાં એ માણસોને પોતાના "થેપડા" બતાવવાની જ. અને એ "થેપડા" જોયા પછી જો તેનાં વખાણ કરવામાં ન આવે, તો યે એ પૂછતી, "તમારે ત્યાં આવા થેપડા કોઈ

બનાવે છે ?" જવાબમાં, "ના" કહ્યા સિવાય ચાલેજ નહિ. એવા એ થેપડા હતા. એવી એ કંકુ હતી.

એ કંકુમાં આજે ફેર પડયો.

ન તો તે સૂર્યકાંત કે સુશીલાકાકીને પોતાના થેપડા બતાવી શકી, કે ન તો તેની સાથે કંઈ વાતચિત કરી શકી. એ સમજતી હતી; કેમકે તેને સમજાવવામાં આવ્યું હતું કે ફક્ત ત્રણજ દિવસમાં તેને કલ્યાણી છોડી જવાનું છે. શા માટે જવાનું છે, એ કદાચ એને ખબર હતી. અને તેથીજ તે ચૂપ બની ગઈ હતી. આમ છતાંયે ઉંડે ઉંડે તેને લાગતું હતું, કે શહેરમાં વસનાર એ પૈસાદાર પતિને પોતે અત્યારે નહિ, તો બે દિવસ પછી પણ પોતાની કલા બતાવશેજ. અને પછી તે પોતાની કલાની કેટલી કદર કરશે ?

કલ્પના તો ખૂબ મનોરંજક હતી. બે દિવસ જાણે બે ભવ જેટલા થઈ પડયા. ઉતાવળ હતી માત્ર એકજ વસ્તુની. વહેલામાં વહેલી તકે પોતે પોતાની કલા બતાવે. શહેરમાં વસવાની, મોજમજાહ માણવાની, કે કો મલીન રાત્રિની પાશવી લીલા અવલોકવાની એને જરાયે ઇચ્છા નહોતી—કલ્પના પણ નહોતી.

આખરે સુશીલાકાકીએ ધાર્યું હતું તેમજ કર્યું. સૂર્યકાંતને એણે "કંકુ" નામની એક સુંદર છોકરી આપી........અને એના જેઠે પોતાની એકની એક લાડકી કન્યાનું દાન કર્યું. દાન કર્યું એટલે કે "કંકુ ને કન્યા" આપી એમ નહિ........એમ તો સૂર્યકાંત પોતાની સાથે

એક ગુપ્ત કળવાળી પેટી લેતો આવ્યો હતો. આવતી વખતે તેની ચાવી પોતાની પાસે હતી, કેમકે એમાં જોખમ હતું. જતી વખતે ચાવી સુશીલાકાકી પાસે હતી, અને સુશીલાકાકી પાસેથી એ ચાવી કંકુ પાસે ગઇ હતી. કેમકે એ વખતે પેટી સાવ ખાલી–જોખમ વિનાની હતી.

ચાર ચાર દિવસની અતિવૃષ્ટિ પછી પાંચમા દિવસના ધુમ્મસભર્યા પૂર્વ આકાશમાં એક મલિન–સોનેરી રેખા ચમકી રહી હતી, ત્યારે તાર ઓફીસનો એક પટાવાળો સૂર્યકાંતના બંગલાનાં પગથિયાં ચડી રહ્યો હતો.

"ચંદ્રકાંત આપનું નામ?"

"હા. કેમ?"

"આપનો એક તાર છે."

કંપિત હૃદયે તેણે તાર વાંચ્યો. આજે સાંજની ગાડીમાં સુશીલાકાકી, સૂર્યકાંત અને કંચન આવવાના હતાં. તારમાં જો કંચનનું નામ ન હોત, તો એ તુરતજ તારને કચરાની ટોપલીમાં ફેંકી દેત. પરંતુ આ કંચન કોણ, અને તે અહિં શા માટે આવતો હશે, તેના વિચારે તાર હાથમાં ને હાથમાં થંભી ગયો. ખૂબ મહેનત કરી પણ તે કંઇજ નિર્ણય કરી શક્યો નહિ.

" ભાભી ! આ શો ગોટાળો થયો છે ?"

" ચંદુભાઈ ! જરાક ધીરજ રાખો. જે હશે

તે તુરતજ જણાશે. સાંજ પડવાને કંઇ બહુ વાર નથી.”

“ તમે કંઈ કલ્પના કરી શકો છો, ભાભી ?”

“ કલ્પના કરવા કરતાં પ્રત્યક્ષ જોઇએ તો શી હરકત ? થવા દો, જે થાય તે.”

“ ભાભી ! તમે કંઈક જાણો છો....”

“ તમે મને હેરાન કરો છો, ચંદુભાઈ! આખા દિવસમાં કેટલી વખત ભાભી ભાભી કહેતા હશો ? હું તો જવાબ આપતાં પણ થાકી જઉં. ”

“ મને જવાબ આપતાં, તમને થાક લાગે છે, ભાભી ?”

“ લાગેજ તો. કઠોર વચનો સાંભળી સાંભળી રીઢું થયેલું હૃદય, સ્નેહભર્યા શબ્દોનો ભાર વધારે ન સહી શકે....ચંદુભાઈ! આપણે સ્ટેશન પર જઈશું ?”

“ શા માટે ? ”

“ જરાક ફરવાનું પણ મળે, અને એમણે જે તાર કર્યો છે, તેની મતલબ પણ સમજાય. ”

“ તમારી ઈચ્છા હોય તો ચાલો. હું તૈયારજ છું.”

“ ઠીક. તો પછી ઉતાવળ રાખો. સવા છ તો લગભગ થવા આવ્યા છે. ”

બન્ને જણાં કપડાં પહેરી તૈયાર થઈ ગયાં ત્યારે દિવાલ પર લટકતા રેગ્યુલેટરે સાડા છનો એક ડંકો વગાડયો. અને બંગલામાંથી તેઓ બહાર નીકળ્યાં.

જ્યારે તેઓ સ્ટેશને પહોંચ્યાં, ત્યારે ગાડી આવવાને પાંચેક મિનિટ બાકી હતી. એટલો સમય જોતજોતામાં

પસાર થઈ ગયો. ગાડી આવી, અને તેમાંથી સુશીલા-કાકી, સૂર્યકાંત, અને એક અજાણી છોકરી ઉતર્યાં.

“ જો, કંચન ! આ તારી મોટી બહેન....”

સુશીલાકાકીએ સરયૂ તરફ હાથ લંબાવી કંચનને ઓળખાણ આપી.

કલ્યાણીના નાનકડા સ્ટેશનેથીજ “ કંકુ ” નું નામ પાડનાર કંકુની ફોઇ પર લ્યાનત વરસાવી, સૂર્ય-કાંતે એનું નામ બદલી, ‘ કંચન ’ રાખ્યું હતું.

“ અને....અને....આમને મેં ન ઓળખ્યાં...” સરયૂ ધીમેથી બોલી.

“ એ તમારી નાની બ્હેન ! ” કાકીએ ઝડપથી સગપણ શોધી કાઢ્યું.

“ ઠીક ” કહી સરયૂએ કંચન સામે જોયું. ઘડીક ગાડીના પાટા તરફ, ઘડીક ભવ્ય સ્ટેશન તરફ, ઘડીક દૂર ઉભેલી મોટરો તરફ વારાફરતી નજર નાંખી, કંચન વધારે ને વધારે અજાયબ થતી જતી હતી.

ગાડીના પાટાને એણે મોટા મોટા સર્પો સાથે સરખાવ્યા. સ્ટેશનનું આવડું મોટું મકાન બાંધતાં કેટલાં વર્ષો થયાં હશે, તેનો મનમાં ને મનમાં અડસટ્ટો કાઢયો. બળદ કે ઘોડા સિવાય શહેરમાં એક ગાડી ચાલે છે, એવું ઘણી વખત કલ્યાણીમાં સાંભળ્યું હતું, આજે એ નજરે જોયું. કોઈ જુએ નહિ તેમ એક વખત તો તેણે દૂર ઉભી રહેલી મોટરો સામે—પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થવાથી—હાથ પણ જોડી દીધા !

કંચનનો આ હર્ષોન્માદ માત્ર એકજ જણે જોયો. સરયૂએ. તે હસી નહિ, દિલગીર થઈ. પરંતુ એના કુદરતી સૌન્દર્યે એ દિલગીરી પાછી હઠાવી, અને તેનું સ્થાન નિરાશાએ લીધું. આટલી સુંદર છોકરી....જેણે જીવનમાં મોટર જેવી એક મામુલી વસ્તુને પણ જોઈ નથી, તે સૂર્યકાંતના આદર્શો શી રીતે ઝીલી શકશે....અને જો કંઈ ઉલટું થશે, તો એ બિચારી નિર્દોષ ગામડાની છોકરી કયાં જઈને વિસામો લેશે ?

અચાનક તેની વિચારતંદ્રાનો અંત આવ્યો. મોટર તૈયાર થઈ ગઈ હતી, અને તે વખતે કંચન, સુશીલા-કાકીને પૂછતી હતી, "આપણે આ ગાડીમાં બેસવાનું...!"

"હા, કેમ ?"

"ઠી....ઇઇ....ક....ના, ના. હું તો જરા પૂછતી હતી......."

"પેલી હોયને.......ત્યારે એવું કંઈ ન પૂછીશ, હો !" એના કાન પાસે મોં લઈ જઇ કાકીએ ચેત-વણી આપી.

"એ કોણ છે ?" પૂછતાં પૂછતાં તેણે સરયૂ સામે જોયું.

"એ.......છે, તારી શોકચ !"

"સરજુ !"

"સરજુ નહિ. સરયૂ."

વાત અટકી. સૌ મોટરમાં બેઠા. અને મોટર ઉપડી.

"અહાહાહા......." ઘડી પહેલાં કાકીએ આપેલી

ચેતવણી ભૂલી જઈ તેનાથી બોલાઈ ગયું.

"કેમ, શું છે કંચન ?"

"મને તો ફેર ચડે છે........"

"વાહ ! તો પછી પહેલાં કહેવું હતું ને." ફેર ચડવાની વાત સાંભળી ચંદ્રકાંત બોલી ઉઠયો.

"ચંદુભાઈ ! એણે બિચારીએ આવું આવું બધું કયાંથી જોયું હોય ? થોડા દિવસ સરયૂ મહેનત કરશે, તો એ હોંશિયાર બની જવાની........"

"હું જરૂર મહેનત કરીશ, કાકી !" અવનત મસ્તકે સરયૂ બોલી.

"એ તો તારી ફરજ છે. તેમાં તેં નવું શું કહ્યું ?"

કાકી પોતે, કોઈના વતી કોઈનો આભાર માનવા કદિ પણ તૈયાર ન હતાં. આ બાબતમાં હજુ પણ કંઈક બોલવાની તેમની ઇચ્છા હતી. પરંતુ મોટર અટકી અને સૌ નીચે ઉતર્યાં. સુંદર બંગલો અને મનોરંજક બગીચો જોતાં વળી પાછી કંચન મુંઝવણમાં પડી.

"આટલા બધા ઓરડામાં મારૂં ઘર કયું ?" મનમાં ને મનમાં તે બબડી. સદ્‌ભાગ્યે એટલું ઠીક થયું, કે તેણે એવું કંઈ પૂછયું નહિ. નહિ તો સૂર્યકાંત એની આવી અજ્ઞાન દશા પર એટલો તો ચીડાઈ પડયો હોત કે તે તુરત કહી દેત, 'જહન્નમમાં તારૂં ઘર !"

સરયૂની આટલી નિર્ભર્ત્સના કર્યા છતાં, જેણે એક શબ્દ સરખો ઉચ્ચાર્યો નથી, એના કયા વાંકે એ કંકુને

પરણી લાવ્યો ? કંકુથી પોતાને સુખ થશે, કે દુઃખ–એ વાત તો બાજુ પર રહી–પણ જે સ્ત્રી ગામડાના શાંત વાતાવરણમાં ઉછરી, તે અચાનક શહેરના ધાંધલીયા વાતાવરણમાં કેવી રીતે રહી શકે, અને રહી શકે તો કેટલા છબરડા વાળી મૂકે અને પછી સરયુની નજરમાં પોતાને કેટલા નાના બનવું પડે–એ એની કાયમી ચિંતા થઇ પડી.

"પરંતુ સરયૂ એને કેળવણી આપે તો !"

આ વિચાર ખરી રીતે ન આવવો જોઇએ, પણ એ તો અચાનક આવી ગયો....અને એનો અમલ પણ અચાનકજ થયો........

"કંચન !"

સૂર્યકાંતને મોંએ પોતાનું નામ સાંભળી કંચન ચમકી ગઈ. અને ચમકી ગઈ એટલે તેનાથી બોલાઇ ગયું, "અરે ! મારૂં નામ તમારાથી તે લેવાય....!"

"ઠીક, જા. ડાહી ન થા. સરયૂને બોલાવી લાવ."

"આ....ચાલી !"

'હાલી' ને બદલે 'ચાલી' શબ્દ, સુશીલાકાકીએ એકજ દિવસમાં શીખવી દીધો હતો. કંચન વારંવાર તેનો ઉપયોગ કરતી.

"કેમ, આપે મને બોલાવી ?"

"હા. સરયૂ, મારે તારૂં કામ છે."

"કહો."

"તું આની સાથે કંઈ વાત નથી કરતી કે ?"

સરયૂની રૂબરૂમાં 'નવી'ને કંચન કહી બોલાવવાની તેની હિંમત ચાલી નહિ. વળી કંચન કદાચ વાંધો ઉઠાવી છબરડો વાળે.–એટલે એ બે બ્હીકે તેણે કંચનનું નામ નહિ લેતાં, 'આની' કહી પતાવ્યું.

"નાજી. એમની સાથે વાતચિત કરવામાં મને શો વાંધો હોય ?"

"પણ તું આથી ખૂશી તો થતી હશે, કાં !"

"હાસ્તો. જો એ ન આવ્યા હોત, તો રેંટિયો કાંતવા માટે અત્યારે હું જે સમય મેળવી શકું છું, એ ભાગ્યેજ મળત. મારે તો કાકીનો અને આપનો બન્નેનો આભાર માનવો જોઈએ, કે હું અત્યારે તદ્દન શાંતિથી મારો સમય વ્યતીત કરી શકું છું."

"એટલે, એનો અર્થ એ કે કંચન સાથે........"

"સરયૂબ્હેન !" સૂર્યકાંત પૂરૂં બોલી રહે તે પહેલાં કંકુ બોલી ઉઠી.

"સરયૂબ્હેન !"

"કહો."

"આવો રિવાજ શું........!"

"કયો રિવાજ બ્હેન !"

"એ મારૂં નામ લે........"

"બ્હેન ! બીજા કરતાં તમારૂં નામ લેવાનો એમને વધારે અધિકાર છે. એ કંઈ, તમે ધારો છો એટલું ખરાબ નથી, સમજ્યાં ને ?"

"જો....કંચન ! આજથી હંમેશાં તારે સરયૂ પાસેજ

રહેવું, અને એ કહે તેમ કરવું. સમજી?"

"ભલે."

"હવે હું જઈ શકું?"

"બેસીશ નહિ થોડી વાર?"

'આપને કંઇ બીજું કામ હોય તો બેસું."

"ખાસ કામ તો નથી. પણ........"

"તો પછી હું જઈશ."

જવાબની રાહ જોયા વિના તે ચાલી ગઈ.

તે દિવસથી હંમેશાં કંચન સરયૂ સાથે એક થતી જાય છે. સરયૂને તેમાં કશુંજ વાંધા જેવું નથી. રેંટિયો ચલાવતાં ચલાવતાં કંચન પૂછે તેના તે શાંતિથી જવાબ આપે છે.

"સરયૂબ્હેન! તમને થેપડા બનાવતાં આવડે ખરૂં?"

"થેપડા!" સરયૂ સમજી શકી નહિ, કે 'થેપડા' એટલે શું.

"હા. ફેંકી દેવાના કાગળો હોયને, તેને ભેગા કરી, પાણીમાં પલાળી, પછી જ્યારે તે બરાબર નરમ પડી જાય ત્યારે તેને ખૂબ ઝીણા ખાંડી એ લોંદાને એક પાટિયા પર મૂકી, આપણને ફાવે તેવો તેમાંથી ઘાટ બનાવી શકાય. તમે એ બનાવી શકો ખરા?"

"મેં તો એવું કંઈ જોયું પણ નથી."

'હેં! શું કહો છો! જોયું નથી? ત્યારે તો તમે કહો તો હું તે બનાવું."

"બનાવો. નકામા કાગળો તો જોઈએ તેટલા મળશે. એમની ઓફીસમાં પેલી જે ટોપલી છેને, તેમાંથી લઇ લેજો. પણ જુઓ....આ વાતની તેમને જાણ ન થાય. હાં ! નહિ તો આફત આવી પડશે."

કલ્યાણમાં પોતે જે થેપડા બનાવતી, એ કરતાં ખૂબ કાળજીપૂર્વક તેણે જુદા જુદા ઘાટ બનાવી તૈયાર કર્યા. પડોશના એક છોકરા પાસે જાતજાતના રંગ મંગાવી, તેના પર રંગ પૂર્યા. અને પહેલવહેલા એ થેપડા તેણે સરયૂને બતાવ્યા.

"ઓહો !" થેપડા જોઈ સરયૂથી બોલાઈ ગયું, "ખૂબ સુંદર લાગે છે."

"અમારા ગામમાં સૌ દાણા ભરવા માટે તો આનોજ ઉપયોગ કરે, બ્હેન ! આ હું એમને બતાવું ?"

"હા, બતાવોને. તેમાં શી હરકત છે ?"

"તમે મારી સાથે ન આવો ?"

"મારૂં કામ હશેને, તો એ મને બોલાવશે. તમે જાઓ. હું સ્હેજ કાંતું છું."

વધારે આગ્રહ ન કરતાં કંચન ચાલી ગઈ. અનેક વખત પોતાને 'ભૂત જેવી....અક્કલ વિનાની....ગમાર...." અને એવું એવું કહેતા પોતાના પતિ, પોતાની આ કલા જોઈ કેટલા ખૂશ થશે તેના વિચારમાં ને વિચારમાં તે સૂર્યકાંતની ઓફીસમાં દાખલ થઇ.

"આ શું ! ?" રંગબેરંગી થેપડા સામે જોઈ સૂર્યકાંતે પૂછ્યું.

"એ....મેં બનાવ્યા....સરયૂબ્હેને કહ્યું તેથી...."

"પણ તે....છે શું ?"

"થેપડા."

"થેપડા ! થેપડા શું વળી ?"

"આપને બતાવવા માટેજ ખાસ બનાવ્યા છે. આવડા મોટા બંગલામાં તેનો કંઈ બહુ ઉપયોગ નથી." કંચન હવે એટલું તો સમજતી.

"ઠીક, જા. મેં એ જોયા."

"પણ....જુઓ તો ખરા, બરાબર...."

"સુંદર છે....જા. અત્યારે હું કામમાં છું....પછી જોઈશ........"

"પછી તો આપ ઓફીસમાં જશો...."

"પણ અત્યારે મારે મોડું થાય છે. હું તે તારા થેપડા જોવા બેસું, કે મારો એક જરૂરી કાગળ જડતો નથી તે શોધું ?"

"કાગળ નાંખવાની આ ટોપલીમાંના કાગળો મેં લઇ લીધા છે. આપ એ તો નથી શોધતાને ?"

"ના, ના. એ કાગળો તો નકામા હોય....ખાલી કટકા."

"પણ સરયૂબ્હેનના કહ્યા સિવાય મેં એ નથી લીધા...."

"કંઈ ચિંતા નહિ. હું જે કાગળ શોધું છું, એ તો આ ટેબલ પર હતો. ભૂલથી મુકવો રહી ગયો હોય, કે પછી ગમે તેમ, પણ આજે એ કાગળ મળતો નથી.

બોલાવ તો સરયૂને."

"આ....ચાલી."

થોડીજ વારમાં સરયૂ આવી પહોંચી.

"કેમ ! શું કરતી હતી અત્યારે સરયૂ !"

"મારે તો બીજું શું કરવાનું હોય છે ?" ધીમો નિઃશ્વાસ નાંખી પ્રશાંત અવાજે સરયૂ બોલી, "કામ, ક્રોધ અને મોહ મત્સરને સમગ્ર બાળી ભસ્મ કરી દેતા એ વિરાટ સુદર્શન ચક્રની સાધના કરૂં છું. અને દિવસો વીતાવું છું....કહો, આપને કંઈ કામ છે મારૂં ?"

"મારા ગયા પછી તું અહિં ઓફીસમાં આવી હતી ?"

"ના....કેમ ?"

"નવી મીલનો દસ્તાવેજ મળતો નથી. ગઇ કાલે ભૂલથી આ ટેબલ પર રહી ગયો હતો....પણ આજે તે ગુમ થયો હોય તેમ લાગે છે !"

વાત સાંભળી સરયુ કંપી ગઈ. ત્રણ લાખ રૂપિયે ખરીદેલી નવી મીલનો દસ્તાવેજ, કંચનના થેપડામાં છૂપાયો હોય તો ! ! પણ એ કેમ બને ? સરયુ કંઇ બોલી શકી નહિ.

"શો વિચાર કરે છે સરયુ ? તું કંઈ કહી શકે તેમ છે ?"

"કંચનબહેન...."

"શું..."

"તમે તો આ કચરાની ટોપલીમાંથી જ કાગળ

લીધા હતા ને ?"

"હા........કેમ ?"

"એ કટકાજ હતા, કે કોઈ કાગળ આખો હતો ?"

"હા બ્હેન ! કટકા સાથે એક કાગળ આખો પણ હતો !"

"હેં !"

"પણ તમે મને કહ્યું, પછી ટોપલીમાંથી કાગળો લેવામાં............"

"એ આખો કાગળ કેવો હતો ? જાડો....પાતળો...."

"જાડો હતો....ટોપલીમાં પડયો હતો....એટલે મેં લીધો હતો !"

"મને તો લાગે છે, કે ટેબલ પરથી પવનને લઇ એ દસ્તાવેજ ઉડીને આ ટોપલીમાં પડયો હોવો જોઈએ......."

"પણ એવા કાગળો લઈ, કંચન શું કરવાની હતી ? કંચન ! કહે તો ખરી, એ કાગળો તેં નાંખ્યા છે કયાં ?" બોલતાં બોલતાં સૂર્યકાન્ત ધ્રુજી ગયો.

"એ બધા કાગળો તો મેં પલાળ્યા........"

"શું ? શા માટે ? કાગળો પલાળવાનો અર્થ શો ?"

ડરતાં ડરતાં કંચને થેપડા બનાવવાની રીત કહી સંભળાવી. અને સૌથી છેલ્લે એ રંગીત થેપડા તરફ સંતોષભરી મીટ માંડી.

"થઇ ચૂકયું ! દસ્તાવેજ પણ સાથોસાથ કૂટાઈ ગયો !"

માથે હાથ મૂકી તે નીચે બેસી પડયો. કંકુ કંઇ સમજી નહિ,

પણ સરયૂ ?

એ સરયૂની જગ્યાએ કંકુ જેવી કોઇક બીજી હોત, તો એ એમજ કહેત.

"ઠીક થયું....પરણો ફરી વખત !"



# શાકાહારી

## પારસી વાનીઓ
## પારસી વાનીઓ
## પારસી વાનીઓ
## પારસી વાનીઓ
## પારસી વાનીઓ
## પારસી વાનીઓ

શ્રી:શક્તિ ગ્રંથમાળાના આ ૧૪મા પુષ્પમાં કોઈ પણ કોમ કોઇ પણ જાતના બાધ કે મુશ્કેલી વગર બનાવી શકે એવી પુષ્કળ લહેજતદાર વાનીઓ બનાવવાની રીતો આપી છે.

(કિં. આના છ

સાડા સાત આનાની ટિકીટ બીડો.

શ્રીશક્તિ કાર્યાલય,

કેળાપીઠ, સુરત.

# સ્ત્રી-ઉપયોગી પુસ્તકો

## સ્ત્રીશક્તિ ગ્રંથમાળા

**૧ કમનસીબ સવિતા (વંધ્યા):** ૦—૪—૦

સવિતા જુવાન ગુજરાતણની આબેહૂબ મૂર્તિ છે. તેના હૈયાની વેદના ચીતરતી આ ચોપડી એકેએક વાંચકે વખાણી છે

**૨ કાકી:** ૦—[illegible]—૦

શરદ બાબુની કલમે લખાયલી આ વાર્તા સ્ત્રીઓ માટે સરસ આદર્શ રજુ કરે છે.

**૩ કાયદામાં સ્ત્રીનું સ્થાન (દરેક સ્ત્રી વાંચે):** ૦—૩—૦

હિન્દુ સ્ત્રીનું કાયદામાં કેવું સ્થાન છે, તેના હકો શા છે ને શા હોવા જોઇએ, પારસી, મુસ્લીમ સ્ત્રીઓને કેવા હક છે વગેરે માહિતીથી ભરપૂર આ ચોપડી ગુજરાતીમાં એકજ છે. દરેક બાપે દીકરીને, ભાઇએ બહેનને, ને વરે વહુને વંચાવવીજ જોઇએ.

**૪ અર્ધાંગના:** ૦—૪—૦

સ્ત્રીઓ અણીને વખતે પુરૂષને કેવી રીતે મદદગાર બની શકે છે તેના આદર્શ રજુ કરતી વાતો.

**૫ ગૃહવ્યવસ્થાની વાતો (બેટરી):** ૦—૬—૦

ઘરખટલાની આંટીઘુંટી પર અજવાળું પાડનારી આ વાર્તાઓ ગુજરાતી સાહિત્યમાં નવીજ ભાત પાડે છે.

૬ ખાંયણાં: ૦—૫—૦

કાઠીલી ગુજરાતણના હૈયામાંથી ટપકેલી જીવનની રમુજી, દયામણી, તેમજ આનંદી બાજુનાં ચિત્રો દોરતી આ લોકગીતોની ચોપડી ઘેરઘેર રાખવા લાયક છે.

૭ બલિદાન: ૦—૫—૦

આવતી પ્રજાને શૂરવીર બનાવવા માટે બહેનોમાં આ પરાક્રમની મસ્ત કવિતાઓનો ખૂબજ પ્રચાર થવો જરૂરી છે. સર અવસરે તેમજ ખાસ કરીને સગર્ભાવસ્થામાં ભેટ આપવા જેવી રૂપાળી ચોપડી.

૮ ભવાટવી: ૦—૪—૦

હિંદુ સંસારમાં સ્ત્રીઓનાં જીવનની દયામણી બાજુ બતાવતી આ સાચી આત્મકથાઓ વાંચતાં આંખ ભીની થશે.

૯ મા: ૦—૪—૦

વર, વહુ, મા, બાપના પરસ્પર સંબંધ પ્રેમાળ અને વહાલસોયા કેવી રીતે બને તેની છણાવટ આ વાતોમાં કરેલી છે.

૧૦ જયાના પત્રો-કસોટીમય લગ્ન: ૦—૬—૦

વરવહૂનું જીવન સુખી કેમ બને તે સમજાવતા અને વરે વહુ સાથે ને વહુએ વર સાથે કેવી રીતે વર્તવું તેના પર અજવાળું પાડનારા આ કાગળો બહુજ રસીલા છે.

૧૧ પતિની પસંદગી: ૦—૪—૦

વરવહુ પોતે એકમેકને પસંદ કરે એવા વિચારો ધરાવનારાઓએ આ વાર્તાઓનું ઝુમખું ખાસ વાંચવા ને વંચાવવા લાયક છે.

૧૨ લીલીની આત્મકથા: ૦—૩—૦

એક દુઃખીયારી બહેનની આ આત્મકથા સાવકા સહીયાંના દુઃખો પર અજબ જેવો નવીન પ્રકાશ પાડે છે. જગતમાં શું આવું યે બને છે!—એમ આશ્ચર્ય થશે.

૧૩ [illegible]: ૦-૪-૦

બંગાળાનાં ગામડાંઓમાં સ્ત્રીઓની સ્થિતિ કેવી ખરાબ છે તેનો ચિતાર રજુ કરતી આ વાર્તો ઘણી જ રસિક તથા બોધક છે.

૧૪ પારસી વાનીઓ: (શાકાહારી) ૦-૬-૦

લગભગ સો ઉપરાંત ભાતભાતની લસલસતી, લહેજતદાર માંસમટ્ટી વગરની વાનીઓ બનાવવાની સહેલી, ઝટ સમજાય એવી રીતો આમાં આપેલી છે.

૧૫ વિધવા: ૦-૫-૦

હિંદુ સંસારની એ દુઃખદ બાજુની જુદી જુદી નજરે છણાવટ કરતી આ ચાર વાર્તાઓમાં ઘણો નવીન પ્રકાશ પાડેલો છે.

૧૬ કોને પરણું? ૧-૪-૦

અભણ ગૌરી ગામડાની છે. ભણેલી ઇન્દુલેખા શહેરની છે. ગામડાની ગૌરી, ઇન્દુલેખા માટે જે ભોગ આપે છે તે ભોગ ઇન્દુલેખાના પોતાના ભોગ જેટલોજ મહાન છે? આર્યરમણીના હૃદયની ઉત્તમતાનું આ ચિત્ર જેટલું ભવ્ય છે તેટલુંજ રસિક છે.

૧૭ સુઘડતા ને સુંદરતા: ૦-૮-૦

વાળનું જતન, દાંતનું જતન, ચહેરાનું જતન, કપડાં અને ઘરેણાં પહેરવાની કળા, તંદુરસ્તી ખીલવીને સુંદર બનવાની કરામતની આ ચોપડીનો જોટો ગુજરાતી ભાષામાં નથી જ.

૧૮ હાસ્ય ફુવારો: ૦-૮-૦

શ્રી 'પ્રસાદ'ની રમુજી સામાજિક વાતોનો આ સંગ્રહ દરેક કક્ષાની બહેનોને અત્યંત રસિક લાગશે અને નિર્દોષ આનંદ આપશે.

૧૯ ભૂતના ભડકા: ૧-૮-૦

શ્રી ધનસુખલાલ મહેતાની લખેલી આ સુંદર સામાજિક વાતોનો સંગ્રહ સર્વત્ર વખણાયો છે. પૃષ્ઠ બસો. ચિત્રો પણ પુષ્કળ આપેલાં છે.

૨૦ વિષવૃક્ષ: ૧-૮-૦

બંકિમબાબુની આ ત્રીજી સર્વમાન્ય નવલકથા હિન્દુ સંસારી કાયદાઓની છણાવટ ઘણી જ સરસ રીતે કરે છે. બંગાળામાં ઘેરઘેર વંચાય છે.

૨૧ હાસ્ય કલાપ: કિં. ૧-૮-૦

સામાન્ય કોટિનાં માણસો સ્ત્રીઓ બાળકોને પણ ખડખડ હસાવે તેવી, છતાં તદ્દન નિર્દોષ અને નિબંધ વાર્તાઓનો આ સંગ્રહ ગુજરાતના હાસ્ય સાહિત્યમાં સારૂં સ્થાન પામ્યો છે.

૨૨ દેવી ચોધરાણી: કિં. ૧-૮-૦

પ્રફુલ્લ નામની સાદી સીધી બાળા કેવી રીતે વીરાંગના બને છે તેનો અત્યંત રસિક અને પ્રેરક હેવાલ. મૂળ બંકીમ બાબુએ લખેલો છે.

૨૩ વીર રોઝા: (કાળું ગુલાબ) કિં. ૧-૮-૦

ફ્રાન્સના નવલસમ્રાટ એલેકઝાંડર ડુમાએ લખેલી એક જેલર બાળાના પ્રેમ અને શૂરાતનની અજબ જેવી ઇતિહાસ કથા.

૨૪ હાસ્ય ઝરણાં: કિં. ૧-૮-૦

હાસ્યરસના પ્રસિદ્ધ લેખક શ્રી હરિપ્રસાદ વ્યાસની આ વાતો આપણા સંસારની બૂરી બાજુ પર ચાબખા મારતાં મારતાં ખૂબજ કલ્લોલ કરાવે છે.

૨૫ "જરા રહી મૂકજો" (હાય આસામ) કિં. ૧-૦-૦

સ્હવારે ને બપોરે મોજથી પીવાતા ચ્હાના પ્યાલાઓના ભીતરમાં ચ્હાના બગીચાઓના મજુરોની કેવી કરૂણ હાય વસી છે, તેનું એક મજુરે લખેલું સાચું વાર્તા રૂપ બયાન. જે વાંચીને સેંકડો માણસોએ ચ્હા ત્યજી છે.

૨૬ રાણી રજની : (નવી આવૃત્તિ) કિં. ૧-૧૨-૦
ગરબા પુસ્તકોની મહારાણી.

૨૭ જીવન પલટો: ૦-૪-૦
આમાં ત્રણ જુદી જુદી સ્ત્રીઓનું જીવન જુદી જુદી રીતે બદલાઇ જાય છે તેનું વર્ણન આલેખતી રસિક ને બોધક વાર્તાઓ આપેલી છે.

૨૮ સુખી ઘર: ૦-૩-૦
આપણા ઘરને સ્વર્ગ સમાન સુખી કેવી રીતે બનાવવું તેના પદાર્થપાઠ રૂપ ચિત્ર આલેખતી બોધકથા.

૨૯ ભરત ગુંથણ: કિં. ૦-૧૦-૦
નાની બાલિકાઓ પણ સહેલાઇથી સમજીને શીખી શકે એવી શૈલીમાં એક અનુભવી પારસી બહેને લખેલું પુસ્તક, જાત-જાતની તરાહ તેમજ આકૃતિ સાથે.

૩૦ ચોર્યાસીનું ચક્કર: કિં. ૦-૫-૦
ગુજરાતના એક અનુભવી હાસ્યરસના લેખકે આ પુસ્તિકામાં સ્ત્રીઓને રસ પડે અને સ્હેલાઇથી સમજાય એવી રીતે સંસારની ગમ્મતભરી વાતો લખી છે.

૩૧ રઝિયા બેગમ: ૦-૩-૦
દિલ્હીના ચક્રવર્તી સિંહાસન પર બેસી રાજ્ય ચલાવનારી પહેલવહેલી સમ્રાજ્ઞીનું જીવનચરિત્ર. લ્હાણી માટે ઉત્તમ છે.

૩૨ ગુણવિવેક અને બીજી વાતો: ૦-૬-૦
આમાંની મુખ્ય વાર્તામાં વિલાયતી અને દેશી સભ્યતા, ઘરની રીતભાતની તુલના કરેલી છે. બીજી વાર્તાઓ પણ ખૂબ રસિક અને બોધક છે.

૩૩ સખીના પત્રો અથવા સંસારનાં દર્દો ૦—૮—૦

લગ્નની નિષ્ફળતાથી કંટાળી જઇને આપઘાત કરવા તત્પર થયેલી એક યુવતિને તેની બ્હેનપણી પત્રો દ્વારા ખરો માર્ગ સુઝાડે છે. દરેક માબાપે આ પુસ્તક પોતાની પુત્રીને પરણાવતાં પહેલાં આપવું ઘટે છે.

૩૪ સ્તનનું શાસ્ત્ર: ૦—૩—૦

આ નાનકડી પુસ્તિકામાં પ્રાણપ્રદ સ્તન વિશે, તેની રચના, તથા જુદા જુદા ભાગો વિશે સચિત્ર અને વિગતવાર સમજુતી આપી છે.

૩૫ સ્ત્રી હૃદય: ૦—૩—૦

આ નાની સરખી નવલિકામાં સ્ત્રી હૃદયનો સાચો ચિતાર આપેલો છે. એક આદર્શવાદી યુવાન પાછળ ઘેલી બની જીવન બલિદાન આપનાર વારાંગનાની કથા એકી બેઠકે પુરી કરવી ગમે તેવી છે.

૩૬ માતૃપ્રેમ અને બીજી વાતો: કિં. ૦—૪—૦

આ સંગ્રહની મુખ્ય વાર્તામાં એક માતા પોતાના સંતાનને ખાતર શું શું સહન કરી શકે છે તેનું આદર્શ દૃષ્ટાંત આપ્યું છે. બીજી વાર્તાઓમાં પણ ઉત્તમ સ્ત્રી પાત્રોનાં આલેખન છે.

૩૭ પારસી લગ્નગીતો અને ગરબા: ૦—૬—૦

શું પારસી લોકોમાં બી લગન વખતે ગીતો ગવાય છે? તમે નવાઇ પામશો. છતાં આ ચોપડી જોશો એટલે ખાત્રી થશે. કેટલાંક ગીતો તો ખૂબ રમુજી ને આનંદજનક છે.

૩૮ દામ્પત્ય જીવન: કિં. ૨—૮—૦

સંતતિનિયમન, કસુવાવડ, પતિપ્રેમ જાળવવાની કળા, શરીર નિરોગી ને સુડોળ રાખવાની કળા તથા માસિકને લગતી દરેક ફરિયાદો મટાડવાની વિદ્યા—એ બધુંજ આ પુસ્તકમાં આપ્યું છે.

૩૯ વહેમી પતિ: ૦—૩—૦

એક સંસ્કારી અને સુધારક જુવાન પોતાની સુંદર અને સુશીલ પત્ની તરફ વહેમાય છે. એ 'વહેમ'ને કારણે તે પત્નીનો ભોગ લે છે. ને પછી ગાંડો બને છે. એ પાગલની આપવીતીનો કરૂણ અને હૃદયસ્પર્શી હેવાલ ગૃહજીવનનો નવોજ કોયડો ઉકેલે છે.

૪૦ આરોગ્ય અને સુખ: કિં. ૦—૬—૦

આ પુસ્તકમાં દરેક સ્ત્રી પોતાના કુટુંબની તેમજ પોતાની સુખાકારી કેવી રીતે જાળવી શકે તેને લગતું જરૂરી જ્ઞાન, દરેક ખાદ્ય ચીજોના ગુણદોષ વગેરે આપેલું છે. દરેક ગૃહિણીએ આ જ્ઞાન પ્રાપ્ત કરવું જ જોઇએ.

૪૧ સામાજિક વાતો: કિં. ૦—૫—૦

સંસારના જુદા જુદા કોયડા ઉકેલતી તાદૃશ વાતો એકી બેઠકે પૂરી કરવી જ પડે તેવી રસિક છે.

૪૨ રમુજી વાતો: (સ્રીશક્તિની) ૦—૪—૦

આ વાર્તાઓમાંની ઘણીક આપણા હંમેશના જીવનનાં દશ્યો-માંથી ઉપજાવી છે ને ખૂબ હસાવે તેવી છે.

૪૩ ભલી ભાભી: કિં. માત્ર ૦—૧—૦

એક સંસ્કારી સ્ત્રી પોતાના દીયરના અપકાર ઉપર ઉપકાર કરી તેને કેવી રીતે નમાવે છે, તેનું સુંદર દૃષ્ટાંત આમાં છે. વૈધવ્ય પામેલી આર્ય અબળા પોતાની નીતિ મર્યાદા સાચવીને પ્રમાણિકપણે પોતાનું ગુજરાન કેવી રીતે કરી શકે તેનો પણ બોધપાઠ છે. કિંમત પણ અલ્પ હોવાથી લ્હાણી કરનારા માટે ઘણુ જ સવડ ભરેલી છે.

૪૪ પતિ પ્રભુ છે: ૦—૧—૦

આ ચોપડી પણ લ્હાણી માટે ખૂબ સસ્તી કિંમતે રાખેલી

છે. એમાંની વાર્તા પતિવ્રતની બહુ જ સચોટ છાપ પાડે છે. એક સંસ્કારી પત્ની પોતાના દારૂડિયા ને રખડેલ પતિને વશ કરે છે.

૪૫ માંદગી અને આવજતઃ ૦—૪—૦

દરેક સ્ત્રીને આ વિષયનું તો જ્ઞાન હોવું જ જોઇએ. માંદાની સારવાર સંબંધી ખૂબ ઉપયોગી સૂચનાઓથી આ પુસ્તક ભરેલું છે.

૪૬ વાતનું વતેસરઃ કિં. ૦—૧—૦

બાળાઓ સ્હેલાઇથી ભજવી શકે એવું હાસ્યરસિક નાટક

૪૭ ઘરેણાંનો શોખઃ કિં. ૦—૧—૦

વિમળા નામની એક ભોળી છતાં સૌંદર્યશોખીન બાળાએ પોતાના ઘરેણાં-શોખને લીધે પોતનો પતિ જેલમાં જાય એવા સંજોગો કેવી રીતે ઉભા કર્યા તેનો તાદશ ચિતાર આપતી આ વાર્તા સચોટ-અસરકારક છે.

૪૮ પારસી સતીઓઃ કિં. ૦—૬—૦

રાજાબાઇ ટાવર પરથી બે પારસી બ્હેનોએ પોતાનું શીયળ સાચવવા ખાતર ભુસકા મારી કરેલા આપઘાત વિશેના ગરબા.

૪૯ એકાદશીઃ કિં. ૦—૧૧—૦

શ્રી સરોજિની મહેતા (એમ. એ.) ની લખેલી અગિયાર સુંદર સામાજિક વાતો. બધીજ નવા સિદ્ધાંતો રજૂ કરે છે.

૫૦ રાણકદેવી કિં. ૦—૧૨—૦

હજાર વર્ષ ઉપર થઇ ગએલી મહાન વિભૂતિની આ જીવનકથા અર્વાચીન શૈલીમાં ગુજરાતના એક ઉત્સાહી સિદ્ધહસ્ત લેખકે ઘણીજ રસિક લખેલી છે.

૫૧ શિવાજીની મા—મહારાષ્ટ્ર વીર શિવાજીને જન્મ આપી ઉછેરનાર વીર માતાનું રસિક અને પ્રેરણાદાયક જીવન-

ચરિત્ર દરેક બહેને એક વાર અવશ્ય વાંચવુંજ જોઇએ.
(તેર આનાની ટિકિટ બીડવી) કિં ૦–૧૦–૦

૫૨ સાસુની શિખામણ—વહેમી માન્યતાઓને લીધે સ્ત્રીઓનાં જીવનની કેટલી હાનિ થાય છે તેની બોધકથા. કિં. ૦–૧–૦

૫૩ કાયદાનું અજ્ઞાન—એ અજ્ઞાનને લીધે બહેનો પોતાની ટુંકી દોલત કેવી રીતે ખુએ છે તેની બોધકથા. બ્યાજ ઉપજાવવાની જરૂરી માહિતી સાથે. કિં. ૦–૧–૦

૫૪ નામ વગરની નવલકથા—કપરા સંજોગોમાં મુકાયેલી એક પારસી બહેનના અનુભવોની રસિક વાર્તા. ડીટેકટિવ રસથી ભરપૂર. કિં. ૧–૮–૦

૫૫ નારીભિષક—સ્ત્રીઓના રોગોની ચિકિત્સા તથા ઉપચાર વિશેનું પ્રમાણભૂત પુસ્તક કિં. ૦–૪–૦

૫૬ માસિક ધર્મ—'અટકાવ' વિશેની ઉપયોગી માહિતીથી ભરેલો નિબંધ. કિં.૦–૨–૦

૫૭ નવા સાથિયા—દિવાળીના દિવસોમાં પોતાનું આંગણું દીપાવવા માટેના સુંદર અનેક નમુના આમાં આપ્યા છે. કિં. ૦–૨–૦

૫૮–૫૯ વીર તારા—(બે ભાગમાં) તોડાની વીરાંગનાનું પ્રેરણાત્મક ચરિત્ર. પૃષ્ઠ ૪૦૦ ગ્લેઝ કાગળ. કુલ કિં. ૨–૪–૦

૬૦ ગોરમાનાં ગીતો—ગોરોમાં ગવાતાં ગીતોનો સંગ્રહ કિં. ૦–૧–૦

૬૧ મેડમ ડેમીડા—(નીહિલિસ્ટોના પંજામાં) આ એક રસિક રશિયન વાર્તા છે જેમાં મેડમ ડેમીડા નામની એક સ્ત્રી ઘણાંજ હેરત ભરેલાં તેમજ બુદ્ધિ–ચતુરાતનનાં કામો કરે છે. ૦–૧૨–૦

૧૨ **સામાજિક વાતો. ભાગ ૨.**—લેખક શ્રી રમાકાન્ત દ્વિવેદી. આમાં આપણા આધુનિક સમાજને સ્પર્શતી અને તેનાં જુદાં જુદાં દૃષ્ટિકોણ રજુ કરતી રસિક નવલિકાઓ આપેલી છે. ૦–૩–૦

૧૩ **ગુણીયલ ગૃહિણી**—સારી ગૃહિણી કોણ? પોતે ભપકાદાર સાડી પોલકાં પહેરીને ઠેર ઠેર ભાષણો કરતી ફરે તે? કે પોતે આત્મભોગ આપીને પોતાનાં અને પોતાની આસપાસનાંઓને સુખી કરવા પ્રયત્ન કરે તે? આ પ્રશ્ન સમાજનો સનાતન પ્રશ્ન છે. તેને વિશે વિચારો જગાડતી આ નાનકડી નવલિકા ખરેખર વાંચવા અને વંચાવવા જેવી છે. ૦–૧–૦

૧૪ **સ્ત્રી સ્વાતંત્ર્ય**—સ્વતંત્રતાના અંધ ખ્યાલોમાં અથડાતી એક યુવતી આખરે ઠોકરો ખાઇને કેવી રીતે પાછી સાચા માર્ગ ઉપર આવે છે તેનું આ નવલિકામાં શ્રી રમાકાન્ત દ્વિવેદીએ સરસ આલેખન કર્યું છે. કિં. ૦–૧–૦

૧૫ **દક્ષિણી રાંધણકળા**—મહારાષ્ટ્રમાં બનતી રસોઇની વાનીઓ કેવી રીતે બનાવવી તેનું આ પુસ્તક ગુજરાતમાં વસતી એક ચતુર દક્ષિણી બહેને લખેલું છે. કિં. ૦–૩–૦

૧૬ **સતી જસમા**—પતિવ્રતની ખાતર પ્રાણ આપનારી આ વીર નારીની જીવનકથા સરળ, સાદી ને રસઝરતી બાનીમાં આલેખી છે. કિં. ૦–૬–૦

૧૭ **સંસાર દર્શન**-સંસારમાં ડગલે ને પગલે અનેક મુંઝવતા પ્રશ્નો આવી પડે છે. આ પ્રશ્નોને જુદી જુદી નજરે ટુંકી ટુંકી વાતોમાં નીરખીને વણી લીધા છે. કિં. ૦–૬–૦

૬૮ ભૂમિમાતા—આનંદમઠ—વંદેમાતરમ રાષ્ટ્રીયગીતના ઉદ્ભવ સ્થાન રૂપ, નિર્મળ દેશભક્તિની અપૂર્વ પ્રેરણા આપતું સ્વ. સાક્ષર શ્રી બંકીમચંદ્રનું લખેલું આ પુસ્તક એકેએક હિંદીઓ પુરુષે વાંચવા જેવું છે. નવી આવૃત્તિ—કિં. ૧—૦—૦

૬૯ બાળવિધવા—બાળવિધવા એ ગુજરાતના ઉચ્ચ સમાજનું દયામણું પ્રાણી છે. એના પ્રત્યે દરેક સહૃદય માણસ સહાનુભૂતિથી જુએ છે. અને ઘણાક સંસ્કારી યુવકો તો તેનો હાથ ઝાલી સુખી કરવાની ધગશ ધરાવે છે. એવી બે બાલિકાઓએ પોતાનો માર્ગ કેવી રીતે કરી લીધો તેનો ચિતાર આમાં છે. કિં. ૦—૨—૦

૭૦ સાચાં સહોદર—ભાઇ બ્હેનનાં પ્રેમની અદ્ભુત ઝાંખી કરાવતી આ નવલકથા વાંચતાં હૃદયને હલમલાવી નાંખે છે. ૧—૮—૦

---

## શ્રીશક્તિ ગ્રંથમાળા વિશે

## પ્રશંસાના ઉદ્‌ગારો.

**સ્તવનું શાસ્ત્ર**—લોહાણા હિતેચ્છુના તંત્રીજી લખે છે—

આ પુસ્તકમાં સ્તવના જુદા જુદા ભાગો, તેનું કાર્ય તથા સ્તવ વાપરવાની કળા સર્વગ્રાહી ભાષામાં સ્પષ્ટપણે સમજાવી છે.

**રઝીયા બેગમ**—વિશે એમ્પાયરના તંત્રીજી લખે છે—

દિલ્હીની ગાદી ઉપર પહેલવહેલી જે સુલતાના થઇ ગઇ તે વીર નારી રઝીઆનું આ જીવનચરિત્ર બહાર પાડીને શ્રી સાહિત્ય મંદિરે ઘણી સારી સેવા બજાવી છે. લેખકોએ આ પુસ્તક ખરેખર પોતાના ઘરની સ્ત્રીઓને વંચાવવુંજ જોઇએ, જેથી તેમને ખ્યાલ આવે કે સ્ત્રીઓ પણ આવી મોટી પાદશાહત ચલાવી શકે છે ખરી...

**આરોગ્ય અને સુખ**—વિશે પ્રજાબંધુ લખે છે—

સ્ત્રીઓએ પોતાના તેમજ કુટુંબના આરોગ્યની સાચવણી કેવી રીતે કરવી તે વિશે પત્રો દ્વારા સારી માહિતી આપવામાં આવી છે.

**સખીના પત્રો**—વિશે પ્રતાપના તંત્રીજી લખે છે—

આ પ્રકારની પત્રમાળા કદાચ આપણી ભાષામાં આ પ્રથમજ છે; ને તે માટે લેખક અને પ્રકાશકને ધન્યવાદ ઘટે છે.

**પારસી લગ્નગીતો**—વિશે કુરસદના તંત્રીજી લખે છે—

આ જમાનો જ અજાયબીનો છે. અને તેથી એમાં એક વધુ આ અજાયબી જોવાઇ છે કે પારસી લગ્નગીત અને ગરબાની ચોપડી વર્ષો થયાં કોઇ પારસીએ નહિ બહાર પાડી, પણ આયંદા એક હિંદુ પ્રકાશકેજ તે બીડું ઝડપ્યું. ખચીત એમ કરી શ્રી શક્તિ મંદિરે પોતાના નામને જેબ આપનારૂં કામ કર્યું છે...

# સ્ત્રીશક્તિ ગ્રંથમાળા વિશે
## પ્રશંસાના ઉદ્ગારો.

**માંદગી અને માવજત—વિશે મુંબઈ સમાચાર લખે છે—**

આપણે સ્ત્રીઓની સ્વતંત્રતા ને સમાનતા વિશે ગમે તેવી વાતો કરીએ, છતાં સ્ત્રીઓમાં જે નૈસર્ગિક કળા છે તેને પુરુષો કદિ પહોંચી શકવાના નથી. તેમાંની એક કળા તે નર્સીંગ છે—દરેકે દરેક સ્ત્રીના હાથમાં આ પુસ્તક મૂકાય તો તેથી તેને એ વિષયનું સારૂં જ્ઞાન પ્રાપ્ત થાય એ નક્કી છે.

**પ્રજાબંધુના તંત્રીજી લખે છે—**

ઘરમાં સ્ત્રીને માંદાની માવજતનું જ્ઞાન હોય તે હિંદુ સમાજમાં ખૂબ જરૂરનું છે. એ જોતાં તેમની દૃષ્ટિએ લખાયલું આ પુસ્તક કિંમતી થઇ પડશે.

**રઝીયા બેગમ—વિશે પુસ્તકાલયના તંત્રીજી લખે છે—**

આ પુસ્તિકામાં તેરમી સદીની આ સુલતાનાનો સરસ પરિચય અપાયો છે...લેખન શૈલી વખાણવા જેવી છે.

**ગૃહવિવેક—વિશે તેઓ લખે છે—**

વાર્તાઓ બોધક છે. સ્ત્રીઓ માટે પુસ્તક મઝાનું ને આવકારપાત્ર છે. મહિલા પુસ્તકાલયો જરૂર ખરીદે.

**સખીના પત્રો—વિશે લોહાણા હિતેચ્છુના તંત્રીજી લખે છે—**

આ ઉપયોગી પત્રમાળાને પુસ્તકનું રૂપ આપી સ્ત્રી સા. મંદિરના સંચાલકોએ વર્તમાન જગતને પોતાની એક ઉપયોગી જ્ઞાન આપ્યું છે. આવાં પુસ્તકોનો વધુ પ્રચાર કરવાની સૂચના સાથે લેખક તથા પ્રકાશકને અભિનંદન.

દેશબંધુ પ્રેસ—સુરત.

# શ્રીશક્તિ-ગ્રંથમાળા

| | | |
|---|---|---|
| ૧ | વંધ્યા | ૦-૪ |
| ૨ | કાકી „ | ૦-૩ |
| ૩ | કાયદામાં સ્ત્રીનું સ્થાન | ૦-૩ |
| ૪ | અર્ધાંગના (વાર્તા) | ૦-૪ |
| ૫ | ગૃહવ્યવસ્થાની વાતો | ૦-૬ |
| ૬ | ખાયણાં (લોકગીત) | ૦-૫ |
| ૭ | બલિદાન (પ્રેરક વાતો) | ૦-૫ |
| ૮ | ભવાટવી | ૦-૪ |
| ૯ | મા (વાર્તા) | ૦-૪ |
| ૧૦ | જયાના પત્રો | ૦-૬ |
| ૧૧ | પતિની પસંદગી | ૦-૪ |
| ૧૨ | લીલીની આત્મકથા | ૦-૩ |
| ૧૩ | ક્રોધ | ૦-૪ |
| ૧૪ | પારસી વાનીઓ | ૦-૬ |
| ૧૫ | વિધવા (વાર્તા) | ૦-૫ |
| ૧૬ | કોને પરણું ? (વાર્તા) | ૧-૪ |
| ૧૭ | સુઘડતા ને સુંદરતા | ૦-૮ |
| ૧૮ | હાસ્ય ફુવારો | ૦-૮ |
| ૧૯ | ભૂતના ભડકા (વાર્તા) | ૧-૮ |
| ૨૦ | વિષવૃક્ષ „ | ૧-૮ |
| ૨૧ | હાસ્ય કલાપ (રમુજી) | ૧-૮ |
| ૨૨ | ફરી ચોખરાજી | ૧-૮ |
| ૨૩ | વીર વૈરાગ્ય | ૧-૦ |
| ૨૪ | હાસ્ય ઝરણું (રમુજી) | ૧-૮ |
| ૨૫ | [illegible] | ૧-૦ |
| ૨૬ | રાસરજની | ૧-૧ |
| ૨૭ | જીવનપલટો (વાર્તા) | ૦- |
| ૨૮ | સુખી ઘર (બોધક) | ૦- |
| ૨૯ | ભારત ગુંથણ | ૦-૧ |
| ૩૦ | ચોર્યાસીનું ચક્કર | ૦- |
| ૩૧ | રઝીયા બેગમ | ૦- |
| ૩૨ | ગૃહવિવેક | ૦- |
| ૩૩ | સખીના પત્રો | ૦- |
| ૩૪ | રત્નનું શાસ્ત્ર | ૦- |
| ૩૫ | સ્ત્રી હૃદય | ૦-૩ |
| ૩૬ | આત્મપ્રેમ | ૦-૪ |
| ૩૭ | પારસી લગ્ન ગીતો | ૦-૧ |
| ૩૮ | દામ્પત્ય જીવન | ૨-૮ |
| ૩૯ | વહેમી પતિ | ૦-૩ |
| ૪૦ | આરોગ્ય અને સુખ | ૦-૬ |
| ૪૧ | સામાજિક વાતો | ૦-૫ |
| ૪૨ | રમુજી વાતો | ૦-૪ |
| ૪૩ | ભણેલી ભામિની | ૦-૧ |
| ૪૪ | પતિ પ્રભુ છે | ૦-૧ |
| ૪૫ | મોહમયી-માયાજાળ | ૦-૪ |
| ૪૬ | બાળકનું ઘડતર | ૦-૧ |
| ૪૭ | ઘરેણાંનો શોખ | ૦-૧ |
| ૪૮ | પારસી સતીઓ | ૦-૧ |
| ૪૯ | ઓકાદરી | ૦-૧ |
| ૫૦ | [illegible] | ૦-૧ |

બીજાં પણ એકવીસ પુસ્તકો બહાર પડયાં છે.

સૂચિપત્ર માટે લખો:— શ્રીશક્તિ, ભાગાતળાવ, સુરત.